# શ્રી નવકાર મંત્ર સંગ્રહ.



[illegible]

[illegible]

[illegible]

## મહાત્મા ગાંધી.




પ્રસિદ્ધ કર્તા,

**મેઘજી હીરજી બુકસેલર.**

પાયધુની નં. [illegible] —મુંબાઈ.





[illegible]

**અંબાલાલ હરગોવિંદદાસ મહાદેવે છાપ્યું.**

અમદાવાદ

શ્રી

# નવકાર મંત્ર સંગ્રહ.

## ( ફળદાયક વિધિ સહિત. )

---

લેખક,

મરહુમ નાનાલાલ મગનલાલ.

મુ. અમદાવાદ.

પ્રકાશક,

મેઘજી હીરજી બુકસેલર્સ.

પાયધુની-મુંબાઇ.

સર્વ હક્ક સ્વાધિન રાખ્યા છે.

આવૃત્તિ બીજી. સને ૧૯૧૯.

સંવત ૧૯૭૫. પ્રત ૧૦૦૦.

---

અમદાવાદ-શ્રી 'સત્યવિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકળચંદ
હરીલાલે છાપ્યું-પાંચકુવા નવા દરવાજા.

કિંમત ૪ આના.

# ખુલાસો.

કોઇ પણ ધર્મ–પંથ એવો નહીં હોય, કે જેના શાસ્ત્રોમાં ભક્તજનોના ઉપયોગમાં આવે તેવા કલ્યાણકારી મંત્રો ન હોય. જૂદી જૂદી જાતિના અનેક પ્રકારનાં મંત્રો તંત્રો અને યંત્રો જોયાં, કાંઇક અનુભવ્યાં, સાથે સ્વધર્મમાં એવી બાબતોના સંબંધમાં શું શું છે તેની શોધ પણ ચાલુ રાખી હતી, અને તેમાં મને જે કાંઇ જડી આવ્યું હતું તે, હવે આ અસ્થિર પંચભૂતની કાચી કાયાનો ઝાઝો ભરૂસો ન રાખતાં મારા સ્વામીભાઇઓ સન્મુખ ધામે કરતા રહેવાનો નિશ્ચય કરી આ પ્રથમ પુસ્તક પ્રકટ કર્યું છે, તો તેનો લાભ જેટલા ઉત્સાહથી લેવાશે તેટલા ઉત્સાહથી વધારેને વધારે મંત્રો સંઘની સેવામાં રજુ કરતો રહીશ.

કળીયુગમાં મંત્ર ફળતા નથી એવું કહેનારા અજ્ઞાનીઓ છે. અને એ અજ્ઞાનતા દુર કરવાને સારૂજ આ મંત્રોનો અનુભવ લેવાને સૌને ભલામણ કરૂં છું. સાધકોએ ધીરજ અને શ્રદ્ધાપૂર્વક શુદ્ધતાથી ઉપયોગ શરૂ કરવો, અને પછી જે ચમત્કારો જાગતાં, કે સ્વપ્નાવસ્થામાં જણાય, એમાં સમજ ના પડે તો મને રૂબરૂમાં મળીને કે કાગળ પત્રથી સુખેથી ખુલાસો પુછવો, હું એક ભાઇ તરીકે દરેકને મદદ કરવા તૈયારજ છું. મારી સાથે પ્રસંગ પાડતાં કોઇ રીતે શરમાવું, ગભરાવું, કે નાહિમ્મત થવું નહીં. મને ગરીબ કે તવંગર સંસારી કે વૈરાગી, સુખી કે દુઃખી, ન્હાનો કે મ્હોટો સૌના પ્રત્યે સમાન પ્રેમભાવ છે. પરમાત્મા મારામાં તે બળ અખંડ રાખો, એજ હાલની [illegible]ન ઇચ્છા છે.

ભવદીય લેખક.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ના. ની ઑપીરાઈટ

ૐ

શ્રી પરમાત્મને નમઃ

# શ્રી નવકાર મંત્ર સંગ્રહ.



## શ્રી પંચ પરમેષ્ઠી વંદન.

હું અરિહંત ભગવાનને નમું છું, હું સિદ્ધ ભગવાનને નમું છું, હું આચાર્યને નમું છું. ઉપાધ્યાયને નમું છું. જગતમાં રહેલા સર્વ સાધુઓને નમું છું. આ પાંચ પ્રકારનો મેં કરેલો નમસ્કાર સર્વ પાપનો નાશ કરનાર થજો. સર્વ મંગલિકોમાં આ નવકાર મંત્ર એ પ્રથમ મંગલિક છે અને તે સર્વને કલ્યાણકારી થાય છે.

तुभ्यं नमस्त्रिभुवनार्त्तिहराय नाथ:
तुभ्यं नमः क्षितितलामलभूषणाय ।
तुभ्यं नमस्त्रिजगतः परमेश्वराय,
तुभ्यं नमो जिन ! भवोदधिशोषणाय ॥

# મંત્ર સાધવાની વિધિ.

મંત્ર સાધવાની ઇચ્છા રાખનારે પ્રથમ નીચેના નિયમો ખાસ સંભાળ રાખીને પાળવાં. તોજ મંત્રના ફળની પ્રાપ્તિ થશે. એ સિવાય નકામી ગરબડ, કે ગોટાળા કરવાથી કાંઈ ફળ મળશે નહીં.

જે મંત્રમાં જે સામાન જોઇએ તે સંભાળ પૂર્વક તૈયાર કરી પાસે લઇને બેસવું, કારણ કે જપ કરતાં કરતાં કાંઈ વારે ઘડીએ ઉઠાશે નહીં. બેસવાનું આસન ઉત્તમ પ્રકારનું ડાભ (એક પ્રકારનું ઘાંસ આવે છે તે) નું અથવા લાલ, પીળું, સફેદ કે જે મંત્રની વિધિમાં જે જાતનું લેવાનું કહ્યું હોય તેવુ બીછાવવું. ઓઢવા સારૂ વસ્ત્ર ઉત્તમ જે પ્રકારનું જે મંત્રમાં વાપરવાનું લખ્યું હોય તેવું લેવું, શરીર સ્વચ્છ પાણીથી નાઇ, ધોઈ, સુંદર વસ્ત્રો પહેરી શુદ્ધ ઉચ્ચારથી, સમતા અને શ્રદ્ધા પૂર્વક જપ કરવો. આસન–જિનપ્રતિમાની માફક પદ્માસને, કે જે વિધિમાં જેવું જણાવ્યું હોય તે પ્રમાણે બેસવું. અને

જપ કરતાં ડાબો હાથ જમણી બગલમાં રાખવો. તથા નવકારવાળી જે પ્રમાણે જપવાની કહી હોય તે પ્રમાણે નાસિકાના અગ્ર ભાગે, કે પ્રતિમા–છબી સામે ગોઠવી હોય તેના પ્રત્યે દૃષ્ટી રાખી, સ્થીર ચિત્તથી જપ કરવો. જ્યાં જ્યાં ધુપ લખ્યો હોય ત્યાં ત્યાં ધુપ કરવો ને દીવો (દીપક) લખ્યો હોય ત્યાં સ્વચ્છ ચોક્ખા ઘીનો દીવો આગળ બળતો રાખવો. વશીકરણ વિદ્યામાં મુખ ઉત્તર દિશા તરફ રાખીને બેસવું અને લાલ મણકાની માળા વચલી આંગળી પર રાખી અંગુઠાવડે ફેરવવી, આસન ડાભનું લેવું. સફેદ ધોતીયું પહેરવું, ને સફેદ અંતરવાસિયું રાખી ડાબા હાથે જપ કરવાં. લક્ષ્મી મેળવવા, ધંધા રોજગારમાં લાભ થવા વીગેરે સારૂ પૂર્વ કે દક્ષિણ દિશા તરફ મુખ રાખી, પદ્માસને બેસી, લાલ રંગની માળા, લાલ અંતરવાસિયું ને લાલ રંગનું ઉનનું કે મખમલનું આસન લેઇ જમણા હાથે જપ કરવા.

સ્તંભન એટલે દુશ્મન વીગેરેને રોકવું. એ કા-

મમાં મુખ પૂર્વ દિશા તરફ રાખવું, માળા સોનાની અથવા પોખરાજની વાપરવી. આસન પીળા રંગનું. જમણા હાથે વચલી આંગળીને અંગુઠા વડે માળા ફેરવવી. ઉચ્ચાટનમાં મુખ વાયવ્ય કોણમાં રાખવું. માળા પાનાની હરિયાળા રંગની લેવી. આસન ડાભનું. મંત્ર બોલી, જમણા હાથની તર્જની આંગળીને અંગુઠા વડે માળા ફેરવવી. શાંતિકાર્યોમાં મુખ વારૂણી યાને પશ્ચિમ દિશા તરફ રાખી, મોતીની અથવા સફેદ રંગની માળા, અનામિકા—નાની આંગળીની પાસેની—તથા અંગુઠા વડે ફેરવવી. આસન ડાભનું કે ધોળા રંગનું રાખવું, ને સફેદ કપડાં પહેરવામાં તથા ઓઢવામાં લેવાં. પૌષ્ટિકમાં નૈઋત્ય કોણે મુખ રાખી, ડાભના આસન પર બેસી, મોતીની કે સફેદ રંગની માળા અનામિકા આંગળી ને અંગુઠા વડે જપ કરવા. વસ્ત્ર સફેદ વાપરવાં. મંત્ર સાધતાં સવા લાખ જપ જેટલા દિવસમાં પોતાનાથી થઇ શકે તેટલા દિવસમાં પૂરા દરરોજ નિયમિત વખતે શુ-

દ્ધતા પૂર્વક કરવાથી મંત્ર સાધ્ય થાય છે. ત્યાર-
પછી જ્યારે જરૂર પડે ત્યારે ૧૦૮ વાર અથવા
૨૧ વાર જ્યાં જેટલાં લખ્યાં હોય તેટલી વાર
જપવાથી તે કાર્ય સિદ્ધ થાય છે. ખાવા પીવામાં
શુદ્ધતા રાખવી, સ્ત્રી સંગ કરવો નહીં. જમીનપર
ડાભની કે પાતળા વસ્ત્રની પથારી કરી સુવું. શુદ્ધ
આચાર વિચાર રાખવાં. મંત્ર જપવાનું સ્થાન એ-
કાંતમાંજ શુદ્ધ ભૂમિ પર રાખવું. મંત્ર જપતાં પ-
હેલાં રક્ષા મંત્ર જપી પોતાની રક્ષા કરવી. એટલે
કોઈ જાતના દેવ, દેવી, ભૂત, પ્રેત; વાઘ, સાપ,
વીંછી વગેરે ભયંકર રૂપ લેઈ ડરાવે નહીં. તેમ
તેવાં રૂપથી ડર પણ નહીં. ડરવાથી નુકશાન
થાય છે. વાસ્તે સાવચેત રહેવું. મંત્ર જપતાં લુ-
ગડાં રેશમ, ઉન કે સુતરનાં હોય, પરંતુ શુદ્ધ જો-
ઇએ. એ લુગડાં પહેરીને પેસાબ કરેલો કે જમવા
બેઠેલા ન હોય. તેમ જપ કરતાં કરતાં ઉઠવું, બે-
સવું કે કોઇની સાથે વાતચિત વીગેરે કોઇ પણ

પ્રકારનાં બીજાં કામ ન કરવાં જોઇએ. આટલી સૂચનાઓ ખાસ ધ્યાનમાં રાખવી.

**नमो अरिहंताणं ॥ नमो सिद्धाणं ॥**
**नमो आयरियाणं ॥ नमो उवज्झायाणं ॥**
**नमो लोए सव्व–साहूणं ॥**

આ નવકાર મંત્ર સ્વર્ગ, મોક્ષ પ્રાપ્ત કરાવનાર છે. એનાથી અનેક જીવોનું કલ્યાણ થયું છે. એના સ્મરણ માત્રથી દરેક પ્રકારનાં વિઘ્નો નાશ પામે છે. એનાં ૩૫ અક્ષરો છે. પહેલા ચરણમાં ૭ અક્ષરો છે. બીજા ચરણમાં ૫ અક્ષરો છે. ત્રીજા ચરણમાં ૭ અક્ષરો છે. ચોથા ચરણમાં ૭ અક્ષરો છે. અને પાંચમાં ચરણમાં ૯ અક્ષરો છે. એમ એકંદરે ૩૫ અક્ષરો થાય છે. એના પહેલા ચરણની ૧૧, બીજા ચરણની ૯, ત્રીજા ચરણની ૧૧, ચોથા ચરણની ૧૨, અને પાંચમા ચરણની ૧૫ મળી કુલે ૫૮ માત્રાઓ છે.

આ નવકાર મંત્રનાં લૌકિક કાર્યની સિદ્ધિ

સારૂ ૪૬ સ્વરૂપો છે. એટલે તે ૪૬ પ્રકારે (જુદી જુદી રીતે) જપ કરવાના કાંમમાં આવે છે. અને જે વખતે જેવું કાર્ય તે પ્રમાણે બીજા અક્ષરો આગળ, પાછળ કે વચમાં ઘટાડવા, વધારવાથી એનાં ૪૬ સ્વરૂપ—મંત્રો બને છે. અને એ બધાંની વિધિઓ પણ જુદ્દા જુદ્દા પ્રકારની હોય છે.

જે કાર્યની સિદ્ધિ જે મંત્ર જપવાથી થાય છે. તેજ મંત્ર તે કાર્યની ફળ પ્રાપ્તિમાં કામ આવે છે. આ ૪૬ મંત્રના પ્રકાર મહાન્ આચાર્ય મહારાજો જાણતા હતા અને તેઓ એકદમ કોઈને પણ બતાવતા નહોતા. કદાપી કોઇ દુઃખી જૈન—શ્રાવક—ને દેખીને દયા ભાવથી ફક્ત તેનું દુઃખ નિવારણ કરવા સારૂ તેના લાયક એકાદ મંત્ર, ને વિધિ બતાવતા હતા. આ ૪૬ સ્વરૂપમાં ૯ મંત્રો તો એવા ચમત્કારિક હતા, કે જે નહીં માની શકાય તેવા અલૌકિક હતા, પરંતુ કળીયુગના જીવોમાં સમતા ગુણ ન જોવાથી એ મહા શક્તિમાન્ ૯ મંત્રોનો

ગોપજ કરી દીધો. બાકીના ૩૭ રહ્યાં. તે મુનિ ન રહેવાથી ભટ્ટારકોના હાથમાં ગયાં. તે ભટ્ટારકોની જેઓ સેવા–ચાકરી–કરતા હતા તેમને તેઓ કાંઈક બતાવતા હતા.

## आंगळोओना नाम.

अंगूठाने 'अंगुष्ट' कहे छे.

अंगूठानी जोडेनी आंगळीने 'तर्जनी' कहे छे.

त्रीजी याने वचली आंगळीने 'मध्यमा' कहे छे.

चोथी आंगळीने 'अनामिका' कहे छे.

पांचमी आंगळीने 'कनीष्टा' कहे छे.

કોઈ પણ મંત્ર સાધવા બેસો ત્યારે હંમેશાં પ્રથમ નીચે બતાવેલો રક્ષામંત્ર જપવો. એટલે તમને મંત્ર સાધતી વખતે કોઈ દેવ, દેવી કે વ્યંતર ઉપદ્રવ નહીં કરે અને ધ્યાનમાં વિઘ્ન નહીં થાય.

## રક્ષા મંત્ર.

**नमो अरिहंताणं शिखायां,**

એમ બોલીને જમણો હાથ માથા ઉપર ફેરવવો.

**नमो सिद्धाणं मुखाभ्यर्णे,**

એમ બોલીને મોઢા પર હાથ ફેરવવો,

**नमो आयरियाणं अंगरक्षा,**

એમ બોલીને શરીરપર હાથ ફેરવવો,

**नमो उवज्झायाणं आयुधं,**

આમ બોલીને ધનુષ્ય બાણ તાકતા હોઇએ તેમ કરવું.

**नमो लोए सव्वसाहूणं मौर्वी,**

આમ બોલી દુશ્મનને તરવાર દેખાડતા હોઇએ તેમ કરો.

**एसो पंच नमुक्कारो पदतले वज्रशिला,**

આમ બોલીને ચારે તરફ જે આસન પર બેઠા હોઇએ તે આસન પર હાથ ફેરવી, મનમાં ધારવું કે 'હું વજ્રશિલા પર બેઠો છું' તેથી જમી-

નમાંથી કે પાતળમાંથી કંઈ વિઘ્ન થનાર નથી.

**सव्वपावप्पसणो वज्रमयप्राकाराश्चतुर्दिक्षु,**

આમ બોલી, મનમાં એવું ધારવું, કે 'મારી ચારે તરફ લોખંડનો કોટ છે.' આ વખતે આપણા આસનની આસપાસ ચારે તરફ આંગળીવતી ગોળ લીંટી દોરવી.

**मंगल्लाणं च सव्वेसिं शिखादिसवप्राख्वा तिका,**

આમ બોલી મનમાં વિચારો કે લોખંડના કોટની પાછળ ફરતી ખાઇ—ખાડી—છે.

**पढमं हवइ मंगलं प्राकारो परिवज्रटंकणिकः**

આમ બોલી, સંકલ્પથી જે આપણી આસપાસ વજ્રમય કોટ કલ્પ્યો છે, તેને ટકોર મારતા હોઇએ એમ કરો. એનો ભાવાર્થ એ કે ઉપદ્રવ કરનારા ચાલ્યા જાઓ. વજ્રમય કોટમાં વજ્રશિલા પર નિર્ભયપણે મારી રક્ષા કરીને બેઠો છું.

આ રક્ષા મંત્રના પ્રતાપે કોઈ પણ પ્રકારનું

વિઘ્ન નહીં આવે; અને આપણો જપ નિર્ભયતાથી કરવાને ઉત્સાહ વધશે.

## રક્ષા મંત્ર બીજો.

ॐ नमो अरिहंताणं ह्रां हृदयं रक्ष रक्ष हुं फट् स्वाहा.

ॐ नमो सिद्धाणं ह्रीं सिरो रक्ष रक्ष हुं फट् स्वाहा.

ॐ नमो आयरियाणं ह्रूं शिखां रक्ष रक्ष हुं फट् स्वाहा.

ॐ नमो उवज्झायाणं ह्रैं एहि एहि भगवति !
वज्रकवचा, वज्रिणि रक्ष रक्ष हुं फट् स्वाहा.

ॐ नमो लोए सव्व–साहूणं ह्रः क्षिप्रं साधय,
साधय वज्रहस्ते, शूलिनि ! दुष्टान् रक्ष रक्ष हुं फट् स्वाहा.

જ્યારે કોઈ અચાનક ઉપદ્રવ આવી પડે એટલે ખાતાં, પીતાં; મુસાફરીમાં જતાં, આવતાં કે સુતાં, ઉઠતાં, કાંઇક આફત આવે ત્યારે તરત આ મંત્રનુ મનમાં વારંવાર સ્મરણ કરવાથી ઉપદ્રવ શમી જાય છે. અને આપણો જીવ બચે છે.

## રક્ષા મંત્ર ત્રીજો.

ॐ नमो अरिहंताणं ॥ ॐ नमो सिद्धाणं ॥
ॐ नमो आयरियाणं ॥ ॐ नमो उवज्झायाणं ॥
ॐ नमो लोए सव्व-साहूणं ॥ एसो पंच नमुक्कारो॥
सव्वपावप्पणासणो ॥ मंगलाणं च सव्वेंसि ॥
पढमं हवइ मंगलं ॥ ॐ ह्रां ह्रः फट् स्वाहा ॥

## રક્ષા મંત્ર ચોથો.

ॐ नमो अरुहंताणं,
આ પદ નાભિમાં ધારવું.
ॐ नमो सिद्धाणं,
આ પદ હૃદયમાં ધારવું.
ॐ नमो आयरियाणं,
આ પદ કંઠમાં ધારવું.
ॐ नमो उवज्झायाणं,

આ પદ મુખમાં ધારવું.

**ॐ नमो लोए सव्वसाहूणं**

આ પદ મસ્તકમાં ધારવું.

**सर्वाङ्गे अम्हं रक्ष, हिल, हिल मातंगिनि ! स्वाहा.**

આ પ્રમાણે ૧૦૮ વાર મંત્રને મનમાં જપવાથી ઉત્તમ રીતિએ શરીરની રક્ષા થાય છે.

## શુભાશુભ જાણવાનો મંત્ર.

**ॐ ह्रीं अर्हं क्ष्वीं स्वाहा.**

કોઇ પણ કાર્યમાં લાભ, હાની થશે કે કેમ ? તે જાણવું હોય ત્યારે રાત્રે કપાળે ચંદન ચોપડી તે સુકાઈ જાય એટલે ૧૦૮ વખત આ મંત્રને જપીને ભગવંત સ્મરણ કરતાં કરતાં જમીન પર સેત્રંજી પાથરી સુઈ રહેવું એટલે સ્વપ્નામાં તે કામના ફળની ખબર પડશે.

## અગ્નિ શાંત કરવાનો મંત્ર.

**ॐ नमो, ॐ अर्हं अ-सि-आ-उसा नमो अरहंताणं नमः.**

એક લોટામાં ચોખ્ખું પાણી ભરી ૨૧ વખત

આ મંત્ર ભણીને તેના પર ફૂંકો મારવી. ત્યાર બાદ જ્યાં લ્હાય લાગી હોય તે જગ્યાની અસીપર એમાંથી આંગણુંમાં પાણી લઇને છુટું છુટું છાંટવું, તથા આગ બહુજ જોરમાં હોય તો અગ્નિ આસપાસ ગોળ કુંડાળું આ પાણીની ધારાએ કરવાથી આગળ વધતી નથી. આ મંત્ર ૧૦૮ વખત અમસ્તો જપવાથી પણ એક અપવાસનું ફળ—પુન્ય થાય છે.

## માથાનાં રોગ મટાડનાર મંત્ર.

ॐ नमो अरुहंताणं, ॐ नमो सिद्धाणं,

ॐ नमो आयरियाणं, ॐ नमो उवज्झायाणं,

ॐ नमो लोए सव्व–साहूणं, ॐ नमो णाणाय,

ॐ नमो दंसणाय, ॐ नमो चरित्ताय,

ॐ ह्रीँ त्रैलोक्यवश्यं कुरु ह्रीँ स्वाहा.

એક વાટકી, પ્યાલી કે લોટીમાં ચોકખુ પાણી ભરી ૨૧ વખત આ મંત્ર ભણી, તે પાણીને ફુંકો મારી મંતરવું; ને જેને આધાશિશી કે માથું દુખતું હોય તેને પાવાથી દરદ શાંત થાય છે.

## તાવનો મંત્ર.

ॐ नमो लोए सव्वसाहूणं, ॐ नमो उव-ज्झायाणं, ॐ नमो आयरियाणं, ॐ नमो सिद्धाणं, ॐ नमो अरुहंताणं ॐ ह्रीं.

આ પ્રમાણે ૧૦૮ વાર જપ કરી એક કોરી ચાદરના ખુણાને મસળતા જવું, ને છેવટે તેને ગાંઠ વાળી દેવી. પછી તે ચાદરનો ગાંઠનો ભાગ તાવ આવતો હોય તેના માથા તરફ રાખીને ઓઢાડવું, આ પ્રમાણે રોજીંદો, એકાંતરીઓ, ચોથીઓ કે ટાઢીઓ ગમે તેવો તાવ હશે તો પણ ઉતરશે.

## વિદ્યા પ્રાપ્તિ મંત્ર.

ओँ ह्रीं अ—सि—आ—उ—सा
नमो हूँवादिनि, सत्यवादिनि,
वाग्वादिनि वद वद रप वक्त्रे कण्ठये
वाचया सत्यं ब्रूहि ब्रूहि सत्यं वद

अस्खलितप्रचारा सदैव मनुजा

सुरसदसि ह्रीं अर्हं अ—सि—आ—उ—सा नमः

આ મંત્રને એક લાખ વખત જપ કરી સિદ્ધ કરવો અને પછી જ્યારે અભ્યાસ કરવા બેસે ત્યારે ૨૧ વખત જપે, તથા પરિક્ષા આપવા જાય ત્યારે પણ ૧૦૮ વખત જપીને જવાથી પરિક્ષામાં પણ પાસ થાય. તેમજ વાદવિવાદમાં પણ જીત થાય છે.

## વાદ જય મંત્ર.

ॐ अर्हँ सः ॐ अर्हं ॐ

श्रीं अ—सि—आ—उ—सा नमः

આ મંત્રને સવા લાખ વખત જપી સિદ્ધ કરવો, ત્યાર પછી જ્યારે કામ પડે ત્યારે ૨૧ વખત જપવો: એથી વાદમાં જય પ્રાપ્તિ થાય છે.

## પરદેશ લાભ મંત્ર.

ॐ नमो अरिहंताणं ॥ ॐ नमो चंदवईए ॥

चंदायईए सतद्गाप गिरे मोर मोर हुल हुल चुलु चुलु मयूरवाहिनि।

જ્યારે પરદેશે વેપાર રોજગાર દ્વારા ધન મેળ-વવા સારૂ જવું હોય તે પહેલાં શ્રી પાર્શ્વનાથ ભગવાનની પ્રતિમાની સામે ઉભા રહી દશ હજાર વખત આ મંત્ર જપી, શુભ મુહુર્તમાં જવું. જતી વખતે પણ ૧૦૮ વખત જપ કરવો. તથા તે ગામમાં પેસતાં પણ ૧૦૮ વખત જાપ જપવો. એથી મન વાંચ્છિત લાભ થાય છે.

**ચેતવણી**—જે ગામે રોજગાર સારૂં જવું હોય તો તે ગામમાં મંગળવારે પ્રવેશ ન કરવો એ ખાસ યાદ રાખવું. મંગળવારે પ્રવેશ કરવાથી લાભને બદલે હાની—નુકશાન—થાય છે.

## વશીકરણ મંત્ર.

ॐ ह्रीं नमो आरहंताणं

ॐ ह्रीं नमो सिद्धाणं

ॐ ह्रीं नमो आयरियाणं
ॐ ह्रीं नमो उवज्झायाणं
ॐ ह्रीं नमो लोए सव्वसाहूणं
अमुकं मम वशीकुरु कुरु स्वाहा.

જ્યારે કોઇ રાજા, વજીર કે કોઇ મ્હોટા શ્રીમાન્ માણુસને વશ કરવો હોય ત્યારે પહેલાં સવા લાખના જાપથી આ મંત્રને સિદ્ધ કરી, પછી જે પાઘડી, ટોપી કે ફેંટો માથે બાંધતા હોઇએ તેને ૨૧ વખત આ મંત્ર જપી ફુંક મારવી અને પછી તે પહેરીને તેમને ત્યાં જવાથી તેઓ આપણી પ્રત્યે મહેરબાની રાખતા થાય છે.

## સ્વસ્ત્રી વશીકરણ મંત્ર.

ॐ नमो अरुहंताणं अरे अरणि मोहिणि !
अमुकं मोहय मोहय स्वाहा.

જો કોઇ પણ કારણથી આપણી સ્ત્રી આપણી વશમાં ન રહેતી હોય ત્યારે આ મંત્રનો એક

લાખ વાર જાપ કરી સિદ્ધ કરવો, ને પછી ૧૦૮ વખત આ મંત્રને જપી, ફુલ કે ચોખાના દાણા મંત્રી તેના માથા ઉપર નાંખવાથી આપણા વશ થાય. મંત્રમાં 'અમુક' શબ્દ છે ત્યાં આપણી સ્ત્રીનું નામ બોલવું. પરસ્ત્રી વશીકરણમાં આ મંત્રને વાપરનાર લાભને બદલે નુકશાન પામે છે. એ ખાસ યાદ રાખવું જોઇએ.

## કાર્ય સિદ્ધિ મંત્ર.

ॐ ह्राँ ह्रीँ ह्रूँ ह्रौँ ह्रः अ–सि–आ–उ–सा स्वाहा.

જે કાર્યની સિદ્ધિ મેળવવી હોય તે કાર્ય મનમાં ચિંતવવું, આ મંત્રનો જાપ સવા લાખ વખત કરવો. અને જ્યાં સુધી જાપ ચાલે ત્યાં સુધી શુદ્ધ દશાંગ ધુપ સળગતો ચાલુ રાખવાથી લાભ થશે.

## ભૂત પ્રેત નિવારણ મંત્ર.

ॐ ह्रीँ अ–सि–आ–उ–सा सर्वदुष्टान् स्तंभय स्तंभय, मोहय मोहय, अंधय अंधय, मूकवत् कारय कुरु कुरु ह्रीं दुष्टान् ठः ठः ठः ठः.

જ્યારે કોઈ સ્ત્રી અથવા બાળકને ભૂત, પ્રેત, ચુડેલ, ડાકિણીનો વળગાડ થયો હોય ત્યારે ૧૦૮ વખત આ મંત્ર બોલીને, સવારે તથા સાયંકાળે પુજવાથી તે સ્ત્રી બાળક પીડામાંથી છુટે.

## દ્રવ્ય પ્રાપ્તિ મંત્ર.

अरुहंत–सिद्ध–आयरिय–उवज्झाय–सव्वसाहूणं.

આ મંત્રનો વિધિ પૂર્વક સવા લાખ જપ કરે તો દ્રવ્ય પ્રાપ્તિ થાય છે.

## સર્વ સિદ્ધિ મંત્ર.

अ–सि–आ–उ–सा नमः

આ મંત્રનો સવા લાખ જપ કરવાથી સિદ્ધ થાય છે. અને રોજ ૧૦૮ મણકાની નવકારવાળી ગણવાથી ઉત્તમ લાભ મળે છે.

## પુત્ર સંપદા પ્રાપ્તિ મંત્ર.

ॐ ह्रीं श्रीं ह्रीं क्लीं अ–सि–आ–उ–सा

चुलु चुलु हुलु हुलु मुलु मुलु

इच्छियं मे कुरु कुरु स्वाहा
त्रिभुवनस्वामिनी विद्या.

આ મંત્રને ચોવીસ હજાર ફુલો ઉપર જપવો. એટલે એક મંત્રને એક ફુલ ઉપર એ પ્રમાણે જપતાં સ્વચ્છ ઘીનો દીવો તથા ધુપ, જપ કરીએ ત્યાં સુધી સળગતો રાખવો. એટલે ધન, દોલત, સ્ત્રી, પુત્ર, મકાન વીગેરે સર્વ પ્રકારે સુખ આવી મળે છે. પરંતુ શ્રદ્ધા પૂર્વક નિયમિત જપ કરવો જોઇએ.

## મંત્ર બીજો.

ॐ अरिहंताणं, सिद्धाणं, आयरियाणं, उवज्झायाणं, साहूणं मम रिद्धि–वृद्धि–समाहितं कुरु कुरु स्वाहा.

સવાર, બપોર ને સાંજે ત્રિકાળે નાઇ, શુદ્ધ થઇ આ મંત્રનો ૧૦૮ વખત જપે; એ પ્રમાણે ૨૧ દીવસ લાગટ જપ કરવાથી સર્વ પ્રકારે લાભ થઇ, મન વાંચ્છિત ફળ મળે છે.

## મંત્ર બીજો.

**ॐ नमो अरुहंताणं ॥ ॐ नमो सिद्धाणं ॥**
**ॐ नमो आयरियाणं ॥ ॐ नमो उवज्झायाणं ॥**
**ॐ नमो लोए सव्वसाहूणं॥ॐ ह्राँ ह्रीँ ह्रूँ ह्रः स्वाहा॥**

આ મંત્રનો સવા લાખ વખત જપ કરવાથી સિદ્ધ થાય છે. અને પછી હરરોજ ૧૦૮ વખત જપ કરવાથી લક્ષ્મી મળે છે, તથા લોકોમાં યશ-કીર્તિ વધે છે.

આ મંત્રોને જૈન ભાઇઓએ, તથા બ્હેનોએ જપતાં સુધી ધાર્મિક શુદ્ધિઓ સાચવવી. પ્રભુ પુજા, ભાવનામાં પ્રેમ પૂર્વક શ્રદ્ધા રાખવી, શુદ્ધ આચાર વિચાર રાખવાં, સત્કાર્યો કરવાં, સાધુ સાધવીજીનો વિનય કરવો તોજ સારો લાભ મળે છે.

## દ્રવ્ય પ્રાપ્તિનો સાદો ઉપાય.

જે નિર્ધન હોય અને તેને દ્રવ્ય મેળવવાની ઇચ્છા હોય, તો હર બુધવારે હજામત કરાવવી, એ

સિવાય બીજા કોઈપણ વારે હજામત કરાવવી નહીં. તથા સહવારમાં ઉઠીને નવકાર મંત્ર મનમાં ભણીને રૂપાનાણું જમણા હાથની હથેલીમાં રાખી દર્શન કરે તો ધીમે ધીમે સુખી થાય.

## ફુલોનાં ગુણો.

ધોળાં રંગનાં ફુલો ભગવાનને ચડાવવાથી શાંતિકારક.
પીળાં રંગનાં ફુલો ભગવાનને ચડાવવાથી લાભદાયક.
રાતાં રંગનાં ફુલો ભગવાનને ચડાવવાથી મંગળિક ફળ મળે.
પંચવર્ણી રંગનાં ફુલો ભગવાનને ચડાવવાથી સિદ્ધિદાયક.

## અગત્યના નિયમો.

પૂર્વ દિશાઓ મુખ રાખીને ન્હાવા બેસવું લાભદાયક છે.
પશ્ચિમ દિશાઓ મુખ રાખીને દાતણ કરવામાં લાભ છે.
ઉત્તર દિશાએ મુખ રાખીને વસ્ત્ર પહેરવામાં લાભ છે.
પૂર્વ તથા ઉત્તર મુખ રાખીને દેવપુજા કરવામાં લાભ છે.
દેવની જમણી બાજુએ ઘીનો દીવો ફાનસમાં રાખવો.
દેવની ડાબી બાજુએ સુગંધીદાર ધુપદાણી મુકવી.
દેવની સેવા કરતાં ડાબી બાજુએ ઉભા રહીને સેવા કરવી.

सर्वेऽपि सुखिनः सन्तु, सर्वे सन्तु निरामयाः;
सर्वे भद्राणि पश्यन्तु, मा कश्चित्पापमाचरेत्.

**ભાવાર્થઃ**—સર્વ કોઇ પ્રાણી સુખી થાઓ. સર્વ જીવો નિરોગી થાઓ, સર્વ પ્રાણીઓ કલ્યાણ પામો, કોઇ પણ જીવ પાપનું આચરણ ન કરો.

## श्री परमेष्ठिपरमानंदस्तव छंद.

(દોહા.)

ૐ નમો અરિહંતાણું, ઈમ પાંચે પદ માંય,
ૐ હ્રાં હ્રીં શ્રીં હ્રીં સ્વાહા, જપતાં હ્રીં શ્રીં થાય. ૧

(૧૦૮) અ—સિ—આ—ઉ—સા૦

(ત્રિભંગી છંદ.)

પ્રણમું સરસતિ, હોય વર મતિ,
ચિત્ત ઉલ્લસે અતિ, ગુણ થુણવા,
શુદ્ધ ભાવે ધ્યાવે; સો સુખ પાવે,
એક ચિત્ત થાવે, યશ સુણવા;
જય જય પરમેષ્ઠી, જગમેં શ્રેષ્ઠી,
દે પદ જેષ્ઠી, જગાધારં,

ત્રિજગ મઝારં, નામ ઉદારં.
જય સુખકારં, નવકારં.—એ આંકણી
બારે ગુણવંતા, શ્રી અરિહંતા,
લોક મહંતા; ગુણ ગહેરા,
ઘનઘાતિ કર્મં, મિથ્યાભર્મં,
ત્યાગ અધર્મં, વિષ લહેરા;
શુક્લ મન ધ્યાયા, કેવળ પાયા,
સુંદર આયા, તિણ વારં—ત્રી. ૨
વર પર્ષદા બારે, હર્ષ અપારે,
સુણી અવધારે, જિનવાણી
અમૃત શું પ્યારી, જગ હિતકારી,
સુર—નરનારી, પહેચાણી;
કેઇ સંયમ ધારે, કેઇ વ્રત બારે,
કર્મ વિદારે, શિવ ત્યારી.—ત્રી. ૩
દ્વિતીય પદ ધ્યાવો, સિદ્ધ ગુણ ગાવો,
ફિર નહિ આવો, જિહાં જાઇ,
જે અલખ નિરંજન, ભવિ મનરંજન,

કર્મ કે અંજન, શિવ સાંઇ;
પુદ્ગલકા ફંદા, દૂર નિકંદા,
પરમાનંદ, અવિકારં—ત્રી. ૪
અષ્ટગુણ કે ધારે, જગત નીહાળે,
કાળ ન મારે, ઉન તાંઇ,
જિહાં સુખ અનંતા, કેવળવંતા,
ગુણ ઉચરંતા, છે નાઇ;
નિજ વાસ બતાઇ, દ્યો મુજ તાંઈ,
તુમસા નાઇ, દાતારં—          ત્રી. ૫
ગણિવર પદ ત્રીજે, નિત્ય નમીજે,
સેવા કીજે, હર્ષ ધરી,
પંચ મહાવ્રત પાળે, દૂષણ ટાળે,
ગાજ જિમ મહાલે, શૂર હરી;
પાંચે વશ કરતે, પંચ ઉતરતે,
પાંચુઈ હરતે, દુખકારં.—          ત્રી. ૬
શીતળ જિમ ચંદા, અચળ ગિરિંદા,
ગણપતિ ઇંદા, શિરદારં,

સાગર જિમ ગહેરા, જ્ઞાન લહેરા,
મિથ્યા અંધેરા, પરિહારં;
સંપદ વસુ પાવે, ન્યાય બઢાવે,
પાળે પળાવે, આચારં.— ત્રી. ૭
ગુરૂ સેવા સાધી, વિનય આરાધી,
ચિત્ત સમાધી, જ્ઞાન ભણે,
બારે અંગ વાણી, પેટી સમાણી,
પૂરવ નાણી, સંશય હણે;
નિરવદ્ય સત્ય ભાંખે, શાસ્ત્ર સાખે,
ગુણ અભિલાખે, નિજસારં—ત્રી. ૮
ઉવઝાયા સ્વામી, અંતરજામી,
શિવગતિ ગામી, હિતકારી,
શીખણુરે આવે, જોગ શિખાવે,
ન્યાય બતાવે, ઉપકારી;
દુર્ગતિમાં પડતો, કાદવ ગડતો,
ચિત કરે ચડતો, તિણુવારં—ત્રી. ૯
કંચુક અહિ ત્યાગે, દૂર ભાગે,

તમ વૈરાગે, પાપ હરે,
જુઠા પરછંદા, મોહની ફંદા,
પ્રભુકા બંદા, જોગ ધરે;
ધણ માલ ખજીના, ત્યાગન કીના,
મહાવ્રત લીના અણગારં—ત્રી. ૧૦
પાળે શુદ્ધ કરણી, ભવજળ તરણી,
આપદ હરણી, દષ્ટી રખે,
બોલે સત્ય વાણી, ગુપ્તિ ઠાણી,
જગકા પ્રાણી, સમ લેખે;
શિવમારગ ધ્યાવે, પાપ હઠાવે,
ધર્મ બતાવે, સત્ય સારં.—ત્રી. ૧૧
જો પ્રણમે ભાવે, વિઘ્ન હઠાવે,
અરિ હરિ જાવે, દૂર સહી,
જે તપ તેજારી દુઃખ બિમારી,
સોગ સવારી આત નહી;
ગ્રહી પીડા ભાગે, દષ્ટિ ન લાગે,
શત્રુ ન જાગે, લીગારં—ત્રી. ૧૨

એહ મંત્રજ નીકો, તારક જીકો,
ત્રીજગ ટીકો, સુખદાતા;
એ મંત્ર કરારી, મહિમા ભારી
લહે નરનારી, સુખશાતા;
સરજી વનવેલી, દે ધન ઠેલી,
ભવે ભવે કેલી, યહ સારં—ત્રી. ૧૩
પદ્માસન વાળી, રંગ નિહાળી,
આરતિ ટાળી, ધ્યાન ધરે,
ત્રિલોક પયંપે, ભાવશું જંપે,
ઋદ્ધિ સિદ્ધિ સંપે, જેહ ઘરે;
એહ છંદ ત્રીભંગી, ગાવે ઉમંગી,
ભય ભવભય સંગી, જયકારં-ત્રી. ૧૪

## શ્રી તાવનો છંદ.

(દોહા.)

નમો આનંદપુર નગર, અજયપાળ રાજન;
માતા અજયા જનમિયો, જ્વર તું કૃપાનિધાન! ૧
સાત રૂપ સાંજે હુઓ, કરવા ખેલ જગત;

નામ ધરાવે જૂજૂવાં, પ્રસર્યો તું ઇત ઉત્ત. ૨
એકાંતરો, બેઇયાંતરો, ત્રઇયો ચોથો તાવ;
શીત ઉષ્ણ વિષમજ્વરો, એ સાતે તુજ નામ. ૩

છંદ.

એ સાતે તુજ નામ સુરંગા,જપતાં પૂરે કોડિ ઉમંગા;
તેં નાગ્યા જે જાલિમ જુગા,જગમાં વ્યાપી તુજ જસગંગા.૪
તુજ આગે ભૂપતિ સબ રંકા,ત્રિભુવનમાં વાજે તુજ ડંકા;
માને નહિ તું કેહની શંકા, તૂઠ્યો આપે સોવન ટંકા. ૫
સાધક સિદ્ધ તણા મદ મોડે, અસુર સુરા તુજ આગળ દોડે;
દુર્દ્ધર ધિંગનાં કંમર તોડે, નમિ ચાલે તેહને તું છોડે. ૬
આવતો થરહર કંપાવે, ડાહ્યાને જિમ તિમ બહકાવે;
પહિલો તું કેડમાંથી આવે,સાત શિખર પણ શીત ન આવે ૭
હીં હીં હું હુંકાર કરાવે, પાંસળિયાં હાડાં કડડાવે;
ઉનાળે પણ અમલ જગાવે, પહિરણમાં મુતવે. ૮
આસો કાતિકમાં તુજ જોરો, હઠ્યો ન માને ધાગો દોરો;
દેશ વિદેશ પઠાવે સોરો, કરે સબળ તું તાતો તોરો. ૯
તું હાથીનાં હાડાં ભંજે, પાપીને તાડે કર પંજે;
ભક્તવત્સલ ભાવે જો રંજે, તો સેવકને કોયં ન ગંજે. ૧૦

ફોડક તોડક ડમરૂ ડાકં,
સુરપતિ સરિખા માને હાકં;
ધમકે ધૂંસડ ધાસડ ધાકં,
ચઢતો ચાલે ચંચળ ચાકં. ૧૧

પિશુન પડાછણુ નહી કો તોથી,
તુજ ગુણુ બોલ્યા જાય ન કોથી;
સી અણુખીલ કરો એ થોથી,
મહેર કરી અળગા રહો મોથી. ૧૨

ભક્ત થકી એવડી કાં ખેડો,
અવલ અમિના છાંટા રેડો;
લાખો ભક્તનો એ નિવેડો,
મહારાજ મૂકો મુજ કેડો. ૧૩

લાજવશો મા અજયા રાણી,
ગુરુ આણુ માનો ગુણુ ખાણી;
ઘરે સિધાવો કરુણા આણી,
કહું છું નાકે લીટી તાણી. ૧૪

મંત્ર સહિત એ છંદ જે પઢશે,

તેહને તાવ કદી નવિ ચઢશે;
કાંતિ કળાને દેહે નિરોગં,
લહેશે લખમી લીલા ભોગં. ૧૫

કુશળ છપ્પય.

ૐ નમો ધરિ આદિ, બીજ ગુરૂ નામ વંદીજે;
આનંદપુર અવનીશ, અજયપાળ આખીજે,
અજયા જાત અઢાર, વાચ્યિચે સાતે બેટા,
જપતાં એહિજ જાપ. ભક્તશુ ન કરે ભેટા;
ઉતરે ચઢિયો અંગ, પળમેં તુજ વચણે મુદા. ૧૬

એ છંદ સાત વાર, ચૌદ વાર અથવા એકવીશ વાર સાંભળે અથવા ગણે તો તાવ જતો રહે.

श्रीशांतिनाथनो छंद.

શારદ માય નમું શિર નામી,
હું ગુણ ગાઉં ત્રિભુવનકે સ્વામી;
શાંતિ શાંતિ નમું સબ કોઇ,
તે ઘેર શાંતિ સદા સુખ હોઇ. ૧
શાંતિ જપી જે કીજે કામ,

સોહી કામ હોવે અભિરામ;
શાંતિ જપી પરદેશ સિધાવે,
તે કુશળે કમળા લેઇ આવે. ૨
ગર્ભ થકી પ્રભુ મારિ નિવારી,
શાંતિજી નામ દિયો હિતકારી;
જે નર શાંતિ તણા ગુણ ગાવે,
ઋદ્ધિ અચિંતી તે નર પાવે. ૩
જે નરકું પ્રભુ શાંતિ સહાઇ,
તે તે નરકું કયા અરતિ ભાઈ;
જો કછુ વંછે સોહી પૂરે,
દુઃખ દારિદ્ર મિથ્યામતિ ચુરે. ૪
અલખ નિરંજન જયોતી પ્રકાશી,
ઘટ ઘટ અંતરકે પ્રભુ વાસી;
સ્વામી સ્વરૂપ કહ્યુ નવિ જાય,
કહેતાં મુજ મન અચરિજ થાય. ૫
ડાર દીયે સબ હી હથિયારાં,
જીત્યા મોહતણા દળ સારાં;

નારી તજી શિવશું રંગ રાચે,
રાજ તજ્યો પણ સાહિબ સાચે. ૬
મહા બળવંત કહીજે દેવા,
કાયર કુંથુ એક હણેવા;
ઋદ્ધિ સયળ પ્રભુ પાસ લહીજે,
ભિક્ષા આચારી નામ કહીજે. ૭
નિંદક પુજક કે સમભાવક,
પણ સેવક દીકું સુખ દાયક;
તજી પરિગ્રહ ભયે જગનાયક,
નામ અતિથિ સર્વે સિદ્ધિ લાયક. ૮
શત્રુ મિત્ર સમચિત્ત ગણીજે,
નામ દેવ અરિહંત ભણીજે;
સરળ જીવ હિતવંત કહીજે,
સેવક જાની મહાપદ દીજે. ૯
સાયર જેસા હોત ગંભીરા,
દૂષણ એક ન માહે શરીરા;
મેરૂ અચળ જિમ અંતરજામી,

પણ ન રહે પ્રભુ એકલ ઠામી. .૧૦
લોક કહે જિનજી સબ દેખે,
પણ સપનાંતર કબહુ ન પેખે;
રીસ વિના બાવીશ પરીસા,
સેના જીતી તે જગદીશા. ૧૧
માન વિના જગ આણ મનાઇ,
માયા વિના શિવશું લય લાઇ;
લોભ વિના ગુણ-રાશિ ગ્રહીજે,
ભિક્ષુ ભયે ત્રિગડો સેવીજે. ૧૨
નિર્ગ્રંથપણે શિર છત્ર ધરાવે,
નામ યતિ પણ ચમર ઢળાવે;
અભયદાન દાતા સુખ કારણ,
આગળ ચક્ર ચલે અરિદારણ. ૧૩
શ્રી જિનરાજ દયાળ ભણીજે,
કર્મ સવેકો મૂળ ખણીજે;
ચઉવિહ સંઘહ તીરથ થાપે,
લચ્છી ઘણી દેખે નવિ આપે. ૧૪
વિનયવંત ભગવંત કહાવે,

નાંહી કીસીકું શીષ નમાવે;
અકંચનકો બિરૂદ ધરાવે,
પણ સોવન પંકજ પદ ઠાવે. ૧૫
રાગ નહી પણ સેવક તારે,
દ્વેષ નહી નિગુણા સંગ વારે;
તજી આરંભ નિજ આતમ ધ્યાવે,
શિવરમણીકો સાથ ચલાવે, ૧૬
તેરો મહિમા અદ્ભુત કહીયે,
તેરા ગુણકો પાર ન લહીયે;
તું પ્રભુ સમરથ સાહેબ મેરા,
હું મનમોહન! સેવક તેરા. ૧૭
તુંરે ત્રિલોકતણો પ્રતિપાળ,
હું રે અનાથ ને તુંરે દયાળ;
તું શરણાગત રાખણ ધીરા,
તું પ્રભુ તારક છે વડવીરા. ૧૮
તુંહિ સમો વડભાગજ પાયો,
તો મેરો કાજ ચડયો રે સવાયો;
કર જોડી પ્રભુ વિનવું તમશું,

ॐ

કરો કૃપા જિનવરજી અમશું. १९
જનમ મરણના ભય નિવારે,
ભવસાગરથી પાર ઉતારો;
શ્રી હત્થિણાઉર મંડણ સોહે,
ત્યાં શ્રીશાંતિ સદા મન મોહે. २०
પદ્મસાગર ગુરૂરાજ પસાયા,
શ્રી ગુણસાગર કહે મન ભાયા;
જે નર નારી એક ચિત્ત ગાવે,
તે મનવાંચ્છિત નિશ્ચયે પાવે. २१

## श्रीचिंतामणि–पार्श्वनाथनो छंद.

( દોહા. )

કલ્પવેલ ચિંતામણિ. કામધેનુ ગુણ ખાણ;
અલખ અગોચર અગમ ગતિ, ચિદાનંદ ભગવાન્. ૧
પરમ જ્યોતિ પરમાતમા, નિરાકાર કિરતાર;
નિર્ભય રૂપ જ્યોતિસરૂ, પૂરણ બ્રહ્મ અપાર. ૨
અવિનાશી સાંઈ ધની, ચિંતામણિ શ્રીપાસ;
અરજ કરૂં કર જોડકે, પૂરો વંછિત આશ. ૩

મનચિંતિત આશા ફળે, સકળ સિદ્ધાવે કામ;
ચિંતામણિકો જાપ જપ, ચિંતાહર એ નામ. ૪
તુમ સમ મેરે કો નહીં, ચિંતામણિ ભગવાન;
ચેતનકી એહ વિનંતી, દીજે અનુભવ જ્ઞાન. ૫

## ચોપાઈ.

પ્રાણુત દેવલોકથી આયે,
જન્મ વારાણુસી નગરી પાયે;
અશ્વસેન કુળમંડન સ્વામી,
ત્રિહું જગકે પ્રભુ અંતરજામી. ૬
વામાદેવિ માતાકે જાયે,
લંછન નાગ ફણિ મણિ પાયે;
શુભ કાયા નવ હાથ વખાણો,
નીલ વરણ તનુ નિર્મળ જાણો. ૭
માનવ યક્ષ સેવે પ્રભુ પાય,
પદ્માવતી દેવી સુખદાય;
ઈંદ્ર ચંદ્ર પારસ ગુણ ગાવે,
કલ્પવૃક્ષ ચિંતામણિ પાવે. ૮

નિત સમરો ચિંતામણિ સ્વામી,
આશા પૂરે અંતરજામી;
ધન ધન પારસ પુરિસાદાણી,
તુજ સમ જગમેં કો નહીં નાણી. ૯
તુમારો નામ સદા સુખકારી,
સુખ ઉપજે દુઃખ જાય વિસારી;
ચેતનકો મન તુમારે પાસ,
મનવંછિત પૂરો પ્રભુ આશ. ૧૦

## દોહા.

ઓ ભગવંત ચિંતામણી, પાર્શ્વ પ્રભુ જિનરાય;
નમો નમો તુમ નામસેં, રોગ શોગ મિટ જાય. ૧૧
વાત પત્તિ દૂરે ટળે, કફ નહીં આવે પાસ;
ચિંતામણિકે નામસેં, મિટે શ્વાસ ઓર ખાસ. ૧૨
પ્રથમ દૂસરો તીસરો, તાવ ચોથિયો જાય;
શુળ બહોતેરે દૂરે રહે, દાદ ખાજ ન રહાય. ૧૩
વિસ્ફોટક ગડગુંબડાં, કોઢ અઢારે દૂર;
નેત્ર રોગ સબ પરિહરે, કંઠમાળ ચકચૂર. ૧૪

ચિંતામણિકે જાપસે, રોગ શોગ મિટ જાય;
ચેતન પારસ નામકું, સમરો મન ચિત લાય.૧૫

## ચોપાઈ.

મન શુદ્ધે સમરો ભગવાન,
ભયભંજન ચિંતામણિ ધ્યાન;
ભુત પ્રેત ભય જાવે દૂર,
જાપ જપે સુખ સંપત્તિ પૂર. ૧૬
ડાકણુ શાકણુ વ્યંતર દેવ,
ભય નહિ લાગે પારસ સેવ;
જળચર થળચર ઉરપરી જીવ,
ઇનકો ભય નહીં સમરો પીવ. ૧૭
વાઘ સિંહકો ભય નહી હોય,
સર્પ ગોહ આવે નહિ કોય;
વાટ ઘાટમેં રક્ષા કરે,
ચિંતામણિ ચિંતા સબ હરે. ૧૮
ટોણાં ટામણુ જાદૂ કરે,
તુમારો નામ લેતાં સબ ડરે;

ઠગ ફાંસીગર તસ્કર હોય,
દ્વેષી દુશ્મન દુષ્ટજ કોઈ. ૧૯
ભય સબ ભાગે તુમારે નામ,
મનવંછિત પૂરો સબ કામ;
ભય નિવારણ પૂરે આશ,
ચેતન જપે ચિંતામણિ પાસ. ૨૦

## દોહા.

ચિંતામણિકે નામસેં, સકળ સિદ્ધાવે કામ;
રાજ ઋદ્ધિ રમણી મળે, સુખ સંપતિ બહુ ઠામ. ૨૧
હય ગય રથ પાદક મળે, લક્ષ્મીકો નહીં પાર;
પુત્ર કલત્ર મંગળ સદા, પાવે શિવ દરબાર. ૨૨
ચેતન ચિંતાહરણકો, જાપ જપે તિન કાળ;
કર આંબિલ ષટ માસકો, ઉપજે મગળ માળ. ૨૩
પારસ નામ પ્રભાવથી, વાધે બળ બહુ જ્ઞાન;
મનવંછિત સુખ ઉપજે, નિત સમરો ભગવાન. ૨૪
સંવત અઢારા ઉપરે, સાડત્રિશકો પરિમાણ;
પોષ શુકલ દિન પંચમી, વાર શનિશ્ચર જાણ. ૨૫

પઢે ગુણે જો ભાવશું, સુણે સદા ચિતલાય;
ચેતન સંપતિ બહુ મળે, સમરો મન વચ કાય. ૨૬

## अथ श्रीपार्श्वनाथनो छंद.

આપણા ઘર બેઠા લીલા કરો, નિજ પુત્ર કલત્રશું પ્રેમ ધરો;
તુમ દેશદેશાંતર કોઇ દોડો, નિત્યપાસ જપોશ્રીજિન રૂડો. ૧
મનવંછિત સઘળાં કાજ સરે, શિર ઉપર છત્ર ચામર ધરે;
કલમલ આગળ ચાલે ઘોડો. નિત્ય. ૨
ભૂત પ્રેત પિશાચ વળી, શાકિની ડાકિણી જાય ટળી;
છળછિદ્ર ન કોઇ લાગે જૂઠો. નિત્ય. ૩
એકાંતર તાવ સિયો દાહ, ઔષધ વિણ જાએ ક્ષણ માંહ;
નવિ દુઃખે માથું પગ ગુડો. નિત્ય. ૪
કંઠમાળ ગઠગુંમડ સબળા, તસ ઉંદર રોગ ટળે સઘળા;
પીડા ન કરે ફિન ગળફોડો. નિત્ય. ૫
જાગતો તિર્થંકર પાસ બહુ, એમ જાણે સઘળો જગત સહુ;
તતક્ષણ અશુભ કર્મ તોડો. નિત્ય. ૬
પાસ વારાણસી પૂરી નગરી, તિહાં ઉદયોજિનવર ઉદય કરી;
સમયસુંદર કહે કર જોડો. નિત્ય. ૭

## શ્રીમહાવીર–સ્વામીનો છંદ.

સેવો વીરને ચિત્તમાં નિત્ય ધારો,
અરિ ક્રોધને મન્નથી દૂર વારો;
સંતોષ વૃત્તિ ધરો ચિત્ત માંહિ,
રાગ દ્વેષથી દૂર થાઓ ઉચ્છાહિં. ૧
પડયા મોહના પાસમાં જેહ પ્રાણી,
તથા તત્ત્વની વાત જેણે ન જાણી;
મનુ જન્મ પામી વૃથા કાં ભમો છો,
જિનમાર્ગ છંડી ભલા કાં ભમો છો. ૨
અલોભી અમાની નિરાગી તજો છો,
સલોભી સમાની સરાગી ભજો છો;
હરિ હરાદિ અન્યથી શું રમો છો,
નદી ગંગ મૂકી ગળીમાં પડો છો. ૩
કેઇ દેવ હાથે અસિ અક્ક ધારા,
કેઈ દેવ ઘાલે ગળે રૂંઢમાળા;
કેઇ દેવ ઉત્સંગે રાખે છે વામા,
કેઈ દેવ સાથે રમે વૃંદ રામા. ૪

કેઇ દેવ જપે લેઈ જાપમાળા,
કેઇ માંસભક્ષી મહા વીકરાળા;
કેઈ યોગિણી ભોગિણી ભોગ 'રાગે.
કેઈ રૂદ્રાણી છાગનો હોમ માગે. ૫
ઇશ્યા દેવ દેવી તણી આશ રાખે,
તદ્દા મુક્તિનાં સુખને કેમ ચાખે;
જદ્દા લોભના થોકનો પાર નાવ્યો,
તદ્દા 'મધના બિંદુએ' મન્ન ભાવ્યો. ૬
જેહ દેવલાં આપણી આશ રાખે,
જેહ પિંડને અન્નશું લેય ચાખે;
દીનહીનની ભીડ તે કેમ ભાંજે,
ફૂટચો ઢોલ હોએ કહો કેમ વાજે. ૭
અરે મૂઢ ભ્રાતા ભજો મોક્ષદાતા,
અલોભી પ્રભુને ભજો વિશ્વખ્યાતા;
રત્નચિંતામણિ સરિખો એહ સાચો,
કલંકી કાચના પિંડશું મત રાચો. ૮
સંકબુદ્ધિશુ જેહ પ્રાણી કહે છે,

સવિ ધર્મ એકત્વ ભુલ્યો ભમે છે;
કિહાં સરસવાને કિહાં મેરુધીરં
કિહાં કાયરાને કિહાં શુરવીરં. ૯
કિહાં સ્વર્ણથાળં કિહાં કુંભખંડં,
કિહાં કોદ્રવા ને કિહાં ખીરખંડં;
કિહાં ખીરસિંધુ કિહાં ક્ષારનીરં,
કિહાં કામધેનુ કિહાં છાગખીરં. ૧૦
કિહાં સત્યવાચા કિહાં કૂડવાણી,
કિહાં રંકનારી કિહાં રાયરાણી;
કિહાં નારકી ને કિહાં દેવભોગી,
કિહાં ઈંદ્રદેહી કિહાં કુષ્ટ રોગી. ૧૧
કિહાં કર્મઘાતી કિહાં કર્મધારી,
નમો વીરસ્વામી ભજો અન્ય વારી;
જિસી સેજમાં સ્વપ્નથી રાજ્ય પામી,
રાચે મંદબુદ્ધિ ધરી જેહ સ્વામી. ૧૨
અથિર સુખ સંસારમાં મન રાચે,
તે જના મઠમાં શ્રેષ્ટ શુ ઈષ્ટ છાજે;

તજો મોહ માયા હરો દંભ રોશી,
સજો પુણ્ય પોષી ભજો તે અરોશી. ૧૩
ગતિ ચાર સંસાર અપાર પામી,
આવ્યો આશ ધારી પ્રભુ પાએ સ્વામી;
તુંહીં તુંહીં તુંહીં પ્રભુ પરમરાગી,
ભવફેરની શૃંખલા મોહ ભાગી. ૧૪
માનીયે વીરજી અરજ છે એક મોરી,
દીજે દાસકું સેવના ચરણ તોરી;
પુણ્ય ઉદય હુવો ગુરુ આજ મેરો,
વિવેકે લહ્યો મેં પ્રભુ દર્શ તેરો. ૧૫

## श्रीमहावीर–स्वामीनो छंद.

શ્રી સિદ્ધારથ કુળ શણગાર, ત્રિસલાદેવી સુત જગ આધાર;
શોભે સુંદર સોવન વાન, શરણ તમારૂ શ્રી વર્દ્ધમાન. ૧
તુમ નામે લહિયે સંપદા, તુમ નામે મનવંછિત મુદા;
તુમ નામે લહિયે સમમાન. શરણ. ૨
દુર્જન દુષ્ટ વૈરી વિકરાળ, તુમ નામે નાસે તતકાળ;
તુમ નામે દિન દિન કલ્યાણ. શરણ. ૩

તુમ નામે નાવે આપદા, ભૂત પ્રેત વ્યંતર નહિં કદા;
રોગ શોગ ચિંતા નવિ જાણ, શરણ. ૪
ગ્રહાદિક પીડા નવિ કરે, નામ તમારૂં જે અનુસરે.
ધર્મસિંહ મુનિ ભાવ પ્રધાન. શરણ. ૫

## श्रीगौतम–स्वामीनो छंद.

વીર જિણેસર કેરો શિષ્ય, ગૌતમ નામ જપો નિશ દીશ;
જો કીજે ગૌતમનું ધ્યાન, તો ઘર વિલસે નવે નિધાન. ૧
ગૌતમ નામે ગિરિવર ચઢે, મનવંછિત હેલા સંપજે;
ગૌતમનામે નાવે રોગ, ગૌતમ નામે સર્વ સંજોગ. ૨
જે વૈરી વિરૂઆ વંકડા, તસ નામે નાવે ઢુંકડા;
ભુત પ્રેત નવિ મંડે પ્રાણ, તે ગૌતમનાં કરૂં વખાણ. ૩
ગૌતમ નામે નિર્મળ કાય, ગૌતમ નામે વાધે આય;
ગૌતમ જિનશાસનશણગાર, ગૌતમ નામે જયજયકાર. ૪
શાળિ દાળ સુરહા ઘૃત ગોળ, મનવંછિત કાપડ તંબોળ;
ઘર સુગૃહિણી નિર્મળ ચિત્ત, ગૌતમ નામે પુત્ર વિનીત. ૫
ગૌતમ ઉદયો અવિચળ ભાણ, ગૌતમ નામ જપો જગજાણ;
મ્હોટાં મંદિર મેરૂસમાન, ગૌતમ નામે સકળ વિહાણ. ૬

હય ગય રથ ઘોડાની જોડ, વારૂ પહોંચે વંછિત કોડ;
મહિયલ માને મ્હોટા રાય, જો તુઠે ગૌતમના પાય. ૭
ગૌતમ પ્રણમ્યાં પાતક ટળે, ઉત્તમ નરની સંગતિ મળે;
ગૌતમ નામે નિર્મળ જ્ઞાન, ગૌતમ નામે વાધે વાન. ૮
પુણ્યવંત અવધારો સહુ, ગુરુ ગૌતમના ગુણ છે બહુ;
કહે **લાવણ્યસમય** કર જોડ, ગૌતમ તૂઠે સંગતિ કોડ. ૯

## શ્રીગૌતમ-સ્વામીનો છંદ.

જયો જયો ગૌતમ ગણધાર,
મ્હોટી લબ્ધિતણો ભંડાર;
સમરે વંછિત સુખદાતાર,
જયો જયો ગૌતમ ગણધર. ૧
વીર વજીર વડો અણગાર,
ચૌદહજાર મુનિ શિરદાર;
જપતાં નામ હુવે જયકાર,
જયો જયો ગૌતમ ગણધાર.. ૨
ગય ગામિણી રમણી જગ સાર,
પુત્ર કલત્ર સજ્જન પરિવાર:

આપે કનક કોડ વિસ્તાર,
જયો જયો ગૌતમ ગણધાર. ૩
ગેર ઘોડા પાયક નહિ પાર,
સુખાસન પાલખી ઉદાર:
વૈરી વિકટ થાયે વિસરાળ,
જયો જયો ગૌતમ ગણધાર. ૪
પ્રહ ઉઠી જપિયે ગણધાર,
રૂદ્ધિ સિદ્ધિ કમળા દાતાર;
રૂપ રેખ મયણ અવતાર,
જયો જયો ગૌતમ ગણધાર. ૫
કવિ રૂપચંદ કેરો શિષ્ય,
ગૌતમ ગુરુ પ્રણમો નિશદિશ;
કહે છંદ એ સુમાણુસાર;
જયો જયો ગૌતમ ગણધાર. ૬

## અન્યોન્યાશ્રય.

અંગ વિના સંગ નહીં, સંગ વિના ઢંગ નહીં.
ઢંગ વિના રંગ નહીં, રંગ વિના ચંગ નહીં.

તાપ વિના છાપ નહીં, છાપ વિના માપ નહીં.
માપ વિના જાપ નહીં, જાપ વિના આપ નહીં.
જ્ઞાન વિના સાન નહીં, સાન વિના તાન નહીં.
તાન વિના દાન નહીં, દાન વિના માન નહીં.
હામ વિના કામ નહીં, કામ વિના દામ નહીં.
દામ વિના ઠામ નહીં, ઠામ વિના નામ નહીં.
બુદ્ધિ વિના શુદ્ધિ નહીં, શુદ્ધિ વિના સ્મૃદ્ધિ નહીં.
સ્મૃદ્ધિ વિના સિદ્ધિ નહીં,સિદ્ધિ વિના વૃદ્ધિ નહીં.
ધીર વિના સ્થીર નહીં, સ્થીર વિના વીર નહીં.
વીર વિના મીર નહીં, મીર વિના ચીર નહીં.
ધર્મ વિના કર્મ નહીં, કર્મ વિના નર્મ નહીં.
નર્મ વિના ધર્મ નહીં, ધર્મ વિના પર્મ નહીં.
વ્યક્તિ વિના શક્તિનહીં, શક્તિવિના યુક્તિ નહીં.
યુક્તિ વિના ભક્તિ નહી, ભક્તિ વિના, મુક્તિ નહીં.

સમાપ્ત.

સંસારશાસ્ત્ર

સંસારમાં રહેવા છતાં સ્વર્ગનો વૈભવ અનુભવવો હોય તો

# સ્ત્રી પુરૂષનો સાચો સલાહકાર

# વિવેક-વિલાસ

અવલોકો.

**પરમ પારંગત આચાર્ય શ્રી જીવદત્તસુરિએ** સંસારનો કોઇ પણ વિષય એવો નથી રહેવા દીધો કે જે આ ગ્રંથમાં પોતાના અસાધારણ બુદ્ધિબળથી ચર્ચ્યો ન હોય ? **શુકનશાસ્ત્ર, વૈદ્યકશાસ્ત્ર, સામુદ્રિકશાસ્ત્ર, આચારશાસ્ત્ર, જ્યોતિરશાસ્ત્ર** આદિ લગભગ તમામ શાસ્ત્રીય વિષયોની રૂપરેખા આ ગ્રંથમાંથી મળી શકે છે. સાધારણ માણસો પણ તેનો લાભ લઇ શકે એટલા માટે આ ગ્રંથને અમે જુદાજ રૂપમાં રજુ કરવા ધાર્યો છે. જુદા જુદા પ્રશ્નો ઉભા કરી તેનો ઉત્તર આચાર્યશ્રીનાજ શબ્દોમાંજ આપવામાં આવ્યો છે. ગ્રંથ વાંચતી વખતે તમને એવોજ ભાસ થશે કે કાં જાણે તમે પોતે કોઇએક **પ્રાચીન આચાર્ય**ની સામે બેસી તમારા **મનની આશંકાઓનું** નિવારણ કરતા હોની કેમ ?

અત્યાર સુધીમાં આ ગ્રંથની ત્રણ આવૃત્તિઓ તો જોતજોતાં
ઉપડી ગઈ છે એજ જણાવી આપે છે કે આ ગ્રંથે ગુજરાતી
ત્યમાં **અપૂર્વ નામના પ્રાપ્ત** કરી છે. આ વખતે એ નામનામાં
થાય એવો પ્રયત્ન કરવામાં અમે કોઈ રીતની કચાશ રાખી

## ખાસ નોંધ.

સંસારશાસ્ત્ર અથવા વિનોદ વિલાસ એ એક ગુજરાતી સા
મ્હોટું **ગૌરવ** છે. તે ગૌરવમાં ઉણપ ન આવે એટલા માટે તે
ખાસ જાણીતા વિદ્વાન લેખક રા. **સુશીલ**દ્વારા સંશોધિત
લિબાસમાં બહાર પાડવામાં આવે છે. એ નોંધી રાખવું:—

અગાઉથી ગ્રાહક થનાર પાસેથી કિંમત રૂ. ૧—૮—૦ અને પા
ળથી રૂ. ૨—૦—૦ લેવામાં આવશે. અગાઉથી ગ્રાહક થના
નામ પુસ્તકમાં પ્રગટ કરવામાં આવશે. ગ્રાહક થનારે ડીપોઝીટ
**૪ આના** મોકલી પોતાનું નામ રજીસ્ટર કરાવી લેવું.

**આ ગ્રંથ સંવત ૧૯૭૬ માગશર વદી ૧ ના આશરે પ્ર**

**મેઘજી હીરજી,**
બુકસેલર અને કાર્ડ-કંકોત્રી મર્ચંટ
૨૬૬, પાયધુની–**મુંબઈ**